## આલેક્સાન્દર કુપ્રીન

# હાથી

ચિત્રો — દવીદ બોરોવ્સ્કી
અનુવાદ — અતુલ સવાણી




પ્રગતિ પ્રકાશન
મોસ્કો



૧

એક નાનકડી બાળકી માંદી પડી. ડૉક્ટર મિખાઈલ પેત્રોવિચ રોજ તેને જોવા આવતો. બાળકી તેને ઘણા ઘણા વખતથી ઓળખતી હતી. ક્યારેક તેની ભેગા બીજા બે ડૉક્ટરો આવતા. બાળકી તેમને નહોતી ઓળખતી. તેઓ તેને ઘડીક ચત્તી અને ઘડીક ઊંધી સુવડાવતા, શરીરે કાન માંડીને કશુંક સાંભળવાની કોશિશ કરતા, પોપચાં પહોળાં કરીને આંખોમાં તપાસ કરતા. તેઓ મોં ગંભીર

બનાવીને જાણે ભારે વજૂદની બાબત હોય એમ ગુસપુસ કરતા, માંહોમાંહે કોઈ અજબ બોલીમાં વાતો કરતા.

પછી બાળકીના ખંડમાંથી બેઠકના ખંડમાં જતા. ત્યાં મા વાટ જોતી બેઠી રહેતી. બેમાંથી એક ડૉક્ટર ખૂબ જ દમામદાર લાગતો હતો. તેનું કદ ઊંચું હતું, વાળ ધોળા હતા, અને તે સોનેરી ચશમાં પહેરતો. એક વાર તે માની જોડે બહુ ગંભીર અવાજે ઘણી વાર સુધી વાત કરતો રહ્યો. બારણું ઉઘાડું હતું એટલે બાળકી બધું જોઈ અને સાંભળી શકતી હતી. તેને મોટા ભાગનું તો સમજાતું જ નહિ, પણ એટલી ખબર પડી ગઈ કે વાત પોતાને વિશે જ થાય છે. માની મોટી મોટી, થાકેલી, અને રડીરડીને રાતી થઈ ગયેલી આંખો ડૉક્ટરની સામે મંડાયેલી હતી. ડૉક્ટરે જતાં જતાં મોટા અવાજે કહ્યું:

"કોશિશ કરો કે દીકરીને ક્યારેય કંટાળો ન આવે, એની દરેક મરજી પૂરી કરો!"

"પણ પરેશાની તો એની જ છે, ડૉક્ટર! એ તો કશું માગતી જ નથી!"

"હં... તો એમ કરો, માંદી પડતાં પહેલાં એને જે ગમતું એ બધું આપો... રમકડાં... ખાટીમીઠી..."

"ડૉક્ટર, એ તો કશું જ નથી લેતી."

"તો પછી એને મઝા પડે એવું કંઈક કરો... ગમે તે... ખાતરીથી કહું છું કે સારામાં સારી દવા એને હસાવવાની છે, ખુશ કરવાની છે. તમારી દીકરીની માંદગી ખાલી એટલી જ છે કે એને જિંદગીમાં રસ નથી, બીજી કંઈ બીમારી નથી. આવજો, બાઈસાહેબ!"

## ૨

"મારી મીઠી, નાદ્યા, મારી બેટી, તને શેનુંય મન નથી થાતું?" મા બોલી.

"ના, મા, શેનુંય નહિ."

"તારી ઢીંગલીઓ લઈ આવું? આપણે નાની નાની ખુરશીઓ, સોફા, ટેબલ, અને ચાનાં કપરકાબી તારા પલંગ ઉપર ગોઠવી દઈએ. ઢીંગલીઓ ચા પીતી પીતી હવાપાણીની ને બાળબચ્ચાંની તબિયતની વાતો કરે."

"ના, માડી, રહેવા દે... મારે ઢીંગલીઓ નથી જોઈતી... એટલો કંટાળો આવે છે કે બસ..."

"ભલે, બેટી, ઢીંગલીઓની રમત માંડી વાળીએ. પણ તું કહેતી હો તો કાત્યા કે ઝેન્યાને બોલાવું. તને તો બહુ ગમે છે બેઉ."

"ના, મા, બોલાવતી નહિ. મને જરાય મન નથી થાતું... કોઈ વાતનું નહિ. અરે, એટલો કંટાલો આવે છે કે બસ!"

"ચોકલેટ આપું? ખાવી છે?"

પણ બાળકીએ કંઈ જવાબ ન આપ્યો. તે ગમગીન નજરે છતનેં તાકતી રહી. તેને કોઈ જાતની પીડા નહોતી, તાવ પણ નહોતો, પણ શરીર રોજ સુકાતું જતું અને નબળાઈ રોજ વધતી જતી. તેને કંઈ કરવામાં આવે તોયે શું, અને ન કરવામાં આવે તોયે શું, બધું એકસરખું જ હતું. કશું જ માગતી નહિ. દિનરાત પલંગમાં પડી રહેતી, ચુપચાપ અને ગમગીન. ક્યારેક અરધો કલાક નીંદરમાં પડી જતી, પણ સપનાંયે ધૂંધળાં અને લાંબાં આવતાં, શરદના વરસાદ જેવી ગમગીની લઈને.

તેના ખંડમાંથી બેઠકખંડમાં અને તેમાંથી અભ્યાસખંડમાં પડતાં બારણાં ઉઘાડાં હોય ત્યારે બાળકી બાપુને જોઈ શકતી. બાપુ એક પછી એક સિગરેટ પીતા ખંડમાં આંટા મારતા રહેતા. ક્યારેક બાળકીના ખંડમાં આવીને પલંગની કોરે બેસતા અને નાદ્યાના પગે હેતથી હાથ ફેરવતા. પછી એકાએક ઊભા થઈને બારી પાસે જતા, બહાર રસ્તે નજર માંડીને સીટીમાં કોઈ ધૂન વગાડતા, પણ તેમના ખભા જાણે આંચકા ખાતા હોય એમ લાગતું. પછી તે રૂમાલ કાઢીને પહેલાં એક આંખે અને પછી બીજી આંખે દબાવતા, અને જાણે ખીજમાં હોય એવી રીતે એકદમ અભ્યાસખંડમાં પાછા ચાલ્યા જતા. ત્યાં વળી આંટા મારવાનું શરૂ કરી દેતા, એક પછી એક સિગરેટ પીતા રહેતા... અભ્યાસખંડ એટલા બધા ધુમાડાને લીધે જાણે ભૂરો ભૂરો થઈ જતો.

૩

એક વાર સવારે નાનકડી બાળકી જાગી ત્યારે રોજના કરતાં જરાક વધારે ખુશાલ નજરે પડતી હતી. તેણે સપનામાં કંઈક જોયેલું, પણ કોઈ રીતે યાદ જ નહોતું આવતું કે શું, એટલે તે કેટલીય વારથી માની આંખોમાં મીટ માંડીને જોઈ રહી હતી.

"કંઈ જોઈએ છે, બેટી?" માએ પૂછ્યું.

એટલામાં બાળકીને સપનું યાદ આવી ગયું, અને તે જાણે કશીક ખાનગી વાત કહેતી હોય એમ હોઠ ફફડાવતી બોલી:

"મા... મને હાથી મગાવી દઈશ?.. પણ કાગળમાં ચીતરેલો નહિ... હેં?"

"જરૂર, બેટી, મીઠી, જરૂર મગાવી દઈશ."

માએ અભ્યાસખંડમાં જઈને પતિને વાત કરી કે નાદ્યા હાથી માગે છે. તે તરત કોટ અને હૅટ પહેરીને બહાર નીકળી ગયો. અરધા કલાકમાં એક રૂપાળું મોંઘું રમકડું લઈને પાછો આવ્યો. મોટો રાખોડી હાથી માથું હલાવતો અને પૂંછડી ઉછાળતો. હાથીની પીઠે લાલ કાપડ બિછાવેલું હતું અને તેની ઉપર મઝાની અંબાડી ગોઠવેલી હતી. અંબાડીમાં ત્રણ ટચૂકડા માણસ બેઠા હતા. પણ બાળકી જેવી રીતે છત અને દીવાલોને લાગણીના કોઈ જાતના ચમકારા વગરની નજરે જોતી રહેતી એવી જ નજરે રમકડાને જોઈને સાવ ઢીલા અવાજે બોલી:

"ના, આ તો મને જોઈએ એવો જરાય નથી. મને તો જીવતોજાગતો સાચો હાથી જોઈએ... આ તો મરેલો છે."

"ઊભી રહે, નાદ્યા," બાપુએ કહ્યું, "હમણાં ચાવી ફેરવી દઉં એટલે જીવતાજાગતા સાચા હાથી જેવો જ થઈ જશે."

રમકડાના હાથીમાં નાનકડી ચાવી ફેરવવામાં આવી એટલે તે માથું હલાવતો અને પૂંછડી ઉછાળતો ધીરે ધીરે ડગલાં ભરીને ટેબલ પર ચાલવા લાગ્યો. બાળકીને જરાય મઝા ન પડી. ખરુ પૂછો તો તેને કંટાળો આવેલો, પણ બાપુ નિરાશ ન થઈ જાય એટલા ખાતર ધીમા અવાજે બોલી:

"બાપુ મારા, તમે આવું સરસ રમકડું લઈ આવ્યા... આવો રૂપાળો હાથી બીજા કોઈની પાસે નહિ હોય. પણ... યાદ છે? લાંબા વખત પહેલાં તમે મને સાચો હાથી બતાવવા જનાવરોના સરકસમાં લઈ જવાનો વાયદો કરેલો... પણ ક્યારેય લઈ ન ગયા."

"પણ સાંભળ, મીઠી બેઠી, સાચો હાથી લઈ આવવાનું કોઈ રીતે બને જ નહિ. હાથી તો બહુ મોટો અને છત જેટલો ઊંચો હોય, આપણા ઘરમાં સમાય જ નહિ... વળી સાચો હાથી મળે ક્યાં?"

"પણ બાપુ, મારે એટલો બધો મોટો હાથી નથી જોઈતો, નાનકડો હોય તોયે ચાલે, બસ એટલું જ કે જીવતો હોવો જોઈએ. ભલે ને સાવ આવડોક હોય... એકદમ ટચૂકડો હોય... તોયે વાંધો નહિ."

"મીઠી દીકરી મારી, તારે ખાતર બધુંયે કરવા તૈયાર છું, એમાં મને બહુ ખુશી થાય છે, પણ આ તો મારા હાથની વાત નથી, તું જાણે આકાશમાંથી સૂરજ લઈ આવવાનું કહેતી હો એવું કામ છે."

બાળકીના મલકાટમાં ગમગીની ભરેલી હતી.

"બાપુ, તમે તો સાવ ભોળા છો. જાણે કેમ મને ખબર ન હોય કે સૂરજ તમારાથી ન લવાય, હાથ દાઝી જાય, અને ચાંદોયે ન લવાય. અરે, સાચેસાચું હાથીનું બચ્ચું મળે તો કેવું ગમે!"

તેણે આંખો મીચી દેતાં હોઠ ફફડાવ્યા: "સાવ થાકી ગઈ છું... બાપુ, ગુસ્સે ન થતા..."

પિતા બેઉ હાથે માથું દબાવતા અભ્યાસખંડમાં ચાલ્યો ગયો અને આંટા મારવા લાગ્યો. બાળકી જોતી રહી. થોડી વાર પછી પિતાએ અરધી સિગરેટ ભોંયપટે ફેંકી દેતાં (મા એ બાબતમાં હંમેશાં ઠપકો આપતી) કામવાળીને સાદ પાડ્યો:

"ઓલ્ગા, મારો કોટ ને હૅટ લઈ આવ!"

માએ પતિની પાછળ પાછળ પરસાળમાં જઈને પૂછ્યું: "ક્યાં જાય છે, સાશા?"

કોટનાં બટન ભીડતા સાશાનો શ્વાસ જોરથી ચાલતો હતો.

"મને પોતાનેય ખબર નથી... પણ લાગે છે કે આજે તો જીવતો હાથી ખરેખર લઈને જ પાછો આવીશ."

માએ ચિંતાભરી નજરે તેની સામે જોતાં કેટલાય સવાલ પૂછી નાખ્યા: "તબિયત તો ઠીક છે ને? માથું દુખે છે? રાતે નીંદર સરખી આવેલી?"

"જરાય નીંદર નહોતી આવી," પતિએ ખીજમાં જવાબ દીધો. "હવે કદાચ તું એમ પૂછવાની કે મારું ભેજું તો નથી ચસકી ગયું ને, ખરું? ના, હજી નહિ. આવજે! સાંજ સુધીમાં વાત સાફ થઈ જશે."

બારણું ધડાક બંધ થઈ ગયું. તે ચાલ્યો ગયો.

૪

બે કલાક પછી તે જનાવરોના સરકસમાં આગળની કતારમાં બેઠો બેઠો તાલીમ પામેલાં જનાવરોને માલિકના હુકમ મુજબ ખેલ કરતાં જોતો હતો. ચાલાક કૂતરાં ઠેકડા મારતાં, હવામાં ગુલાંટબાજી કરતાં, નાચ કરતાં, સંગીતની જોડે તાલ મિલાવીને રાગડા તાણતાં, પૂંઠાના મોટા અક્ષરો ગોઠવીને શબ્દો બનાવતાં. પછી વાંદરાંનો ખેલ આવ્યો. વાંદરીઓએ લાલ ઘાઘરા અને વાંદરાઓએ નીલાં પાટલૂન પહેર્યાં હતાં. અદ્ધર કસીને બાંધેલા દોરડા ઉપર ચાલવાની અને મોટા કૂતરાની પીઠે સવારી કરવાની કરામત તેમણે બતાવી. મોટા જબ્બર કેસરી સિંહોએ સળગતા કડાની આરપાર ઠેકડા મારી બતાવ્યા. ડોલતી ચાલે ચાલતા ભારેખમ સીલે પિસ્તોલનો ધડાકો કરી બતાવ્યો. હાથીઓનો ખેલ સૌથી છેલ્લે રાખવામાં આવ્યો હતો. ત્રણ હાથી હતા — એક બહુ મોટો અને બે સાવ નાના, વામણા. પણ નાના હાથીઓ ઘોડાથી તો મોટા જ હતા. દેખાવમાં કઢંગા અને બેડોળ લાગતા મહાકાય જનાવરોને, કોઈ બહુ ચપળ માણસ પણ ન કરી શકે એવા મુશ્કેલ ખેલ કરતા જોતી વેળા, મનમાં અજબ લાગણી થતી હતી. મોટો હાથી બાકીના બેથી વધારે ચાલાક હતો. તે પહેલાં તો પાછલા પગને ટેકે ઊભો રહ્યો, પછી બેસી ગયો, પગ હવામાં અદ્ધર રાખીને માથાને ટેકે ઊભો રહ્યો, લાકડાની બાટલીઓને ઠેકીને ચાલ્યો, દડતા પીપડા ઉપર ચાલ્યો, પૂંઠાંની મોટી ચોપડીનાં પાનાં સૂંઢ વડે પલટાવતો રહ્યો, અને આખરે ડાહ્યા બાળકની જેમ ગળે રૂમાલ બાંધીને ટેબલ પાસે બેસી ગયો અને ખાવા લાગ્યો.

થોડી વાર પછી ખેલ ખતમ થઈ ગયો. જોનારા સૌ ઊભા થઈને જવા લાગ્યા. નાદ્યાનો પિતા જનાવરોના સરકસના ગોળમટોળ જર્મન માલિક પાસે ગયો. માલિક મોટી કાળી ચિરૂટ દાંત વચ્ચે દબાવીને પોતાની ખાસ જગ્યામાં ઊભો હતો.

"માફ કરજો," નાદ્યાના પિતાએ કહ્યું, "તમારા એક હાથીને થોડી વાર મારે ઘેર લઈ જવા દેશો?"



જર્મન આદમીની આંખો પહોળી થઈ ગઈ અને મોં ખૂલી જતાં ચિરૂટ નીચે પડી ગઈ. તેણે જાણે ધુરકાટ કરતાં નીચે જમીને ચિરૂટ ઉપાડી લીધી અને પાછી મોંમાં ખોંસી દીધી. ત્યાર પછી જ તે બોલ્યો: "હાથીને? તમારે ઘેર લઈ જવા દઉં? વાત સમજાતી નથી."

માણસના ચહેરાના ભાવ જોતાં સાફ વરતાતું હતું કે તેને પણ નાદ્યાના પિતાનું માથું દુખતું હોય તો પૂછી લેવાનું મન થતું હશે... પણ નાદ્યાના પિતાએ ઝટપટ ખુલાસો કર્યો: દીકરી નાદ્યા અજબ બીમારીમાં પટકાઈ ગઈ છે, ડૉક્ટરો પણ કળી નથી શકતા કે આખર કયો રોગ છે. એક મહિનાથી પથારીવશ છે, રોજ સુકાતી જાય છે, નબળાઈ વધતી જાય છે, કોઈ વાતમાં મન લાગતું જ નથી, લગાતાર કંટાળો જ આવે છે, ધીરે ધીરે મોતના હાથમાં ધકેલાતી જાય છે. ડૉક્ટરોનું કહેવું છે કે એને ખુશ રાખો, પણ એને કોઈ રીતે ખુશી થતી જ નથી. એની દરેક મરજી પૂરી કરવાની છે, પણ એને કશી મરજી થતી જ નથી. આજે કીધું કે સાચેસાચો જીવતોજાગતો હાથી જોવો છે. શું ખરેખર બને એમ નથી?



પછી તેણે જર્મન આદમીના કોટનું બટન પકડી લેતાં કંપતા અવાજે ઉમેર્યું: "જુઓ ને... પૂરી આશા છે કે દીકરી સાજી થઈ જશે... પણ... પણ... બીમારી જોર પકડે... અને મરી જાય તો?.. જરાક વિચાર કરો, મારું દિલ તો જિંદગીની આખરી ઘડી સુધી કકળતું રહેશે કે દીકરીની છેલ્લી મરજી, સાવ છેલ્લી મરજી, મારાથી પૂરી ન થઈ!"

જર્મન આદમીનાં ભવાં સંકોડાઈ ગયાં. તે વિચારમાં ગરકાવ થઈને ડાબું ભવું ટચલી આંગળી વડે ખજવાળવા લાગ્યો. આખરે તેણે પૂછ્યું: "હં.. તમારી દીકરી કેવડી છે?"

"છ વરસની."

"હં... મારી લીઝાયે છ વરસની છે... પણ તમને મોંઘું પડી જશે. હાથીને તમારે ઘેર રાતે પહોંચાડવો પડશે, અને બીજે દિવસે રાતે પાછો લાવવો પડશે. આવું કામ દિવસે ન થાય. લોકોનાં ટોળાં ભેગાં થઈ જાય અને ચોક્કસ ધાંધલ મચી જાય... એટલે મારી આખા દિવસની કમાણી જાય. એટલી નુકસાની તમારે ભરી દેવી પડશે."

"જરૂર, ચોક્કસ વળી, એની ફિકર ન કરો."

"બીજી વાત — પોલીસ હાથીને કોઈના ઘરમાં લઈ જવાની છૂટ આપશે?"

"આપશે. એનો બંદોબસ્ત હું કરી લઈશ."

"છેલ્લો સવાલ — મકાનમાલિક હાથીને ઘરમાં લઈ જવા દેશે?"

"ઘર તો મારું જ છે, એટલે એમાં મુશ્કેલી જેવું જરાય નથી."

"સરસ! પણ હજી એક સવાલ બાકી છે — તમે કયે માળે રહો છો?"

"બીજે માળે."

"એમ વાત છે... એ તો ઠીક નહિ. ઘરમાં પહોળો દાદરો, ઊંચી છત, મોટાં બારણાં, અને બહુ મજબૂત ભોંયપટ છે? મારો ટોમી નવ ફૂટ ને ચાર ઈંચ ઊંચો અને સાડા પંદર ફૂટ લાંબો છે. વજન લગભગ એક ટન જેટલું છે."

નાદ્યાનો પિતા થોડીક વાર ચુપ ઊભો રહ્યો.

"જુઓ," આખરે તે બોલ્યો, "આપણે હમણાં જ મારે ઘેર જઈને બધું તપાસી જોઈએ. જરૂર પડશે તો હું બારણાં મોટાં કરાવી લઈશ."

"ભલે, ચાલો," સરકસનો માલિક બોલ્યો.

## ૫

રાતે હાથીને માંદી બાળકી પાસે લઈ જવામાં આવ્યો.

તેને સફેદ કાપડ ઓઢાડવામાં આવ્યું હતું. તે રસ્તાની વચ્ચોવચ દમામથી ચાલતો માથું હલાવતો હતો અને સૂંઢ ઘડીક વાંકી તો ઘડીક સીધી કરતો હતો. રાતની વેળા હોવા છતાં માણસોનું મોટું ટોળું ભેગું થઈને તેની પાછળ પાછળ ચાલતું હતું. પણ હાથીને તેની જરાય પરવા નહોતી કારણ કે તે રોજ ખેલના વખતે લોકોનાં મોટાં ટોળાં જોવા ટેવાયેલો હતો. રસ્તામાં એક વાર કોઈ છોકરો નવરા માણસોને મોજ કરાવવા સાવ નજીક જઈને હાથીની સામે ચાળા કરવા અને ઠેકડા મારવા લાગ્યો ત્યારે ટોમીને જરાક ખીજ ચડી ગઈ.

તેણે શાંતિથી છોકરાની ટોપી સૂંઢમાં પકડીને નજીકની વંડી ઉપર ફગાવી દીધી. વંડીની ટોચે ખીલા ઠોકેલા હતા.

એક પોલીસ ટોળામાં સામેલ થઈને લોકોને સમજાવવા લાગ્યો: "છૂટા પડીને ઘર ભેગા થઈ જાઓ! આમાં નવાઈ જેવું શું છે? હેં? જાણે કેમ જીવતા હાથીને રસ્તે ક્યારેય જોયો જ ન હોય!"

સૌ ઘર નજીક પહોંચ્યાં. પહેલે બારણેથી લઈને ભોજનખંડ સુધીનાં બધાં બારણાં ઉઘાડાં ફટાક હતાં કારણ કે બધાય આગળા આઘા ખસેડી દેવામાં આવ્યા હતા.



પણ હાથી દાદરા પાસે પહોંચીને ઊભો રહી ગયો, જાણે ફિકરમાં પડી ગયો હોય એમ ખોડાઈ ગયો. તેણે આગળ ડગલું ન ભર્યું.

"કંઈક મીઠું ખાવાનું દેવું પડશે," સરકસના માલિકે કહ્યું, "મીઠું ઢેબરું કે એવું જ કંઈક... ચાલ, ટોમી! અરે ચાલ ને ભાઈ!"

નાદ્યાનો પિતા દોડતો નજીકની બેકરીમાં જઈને પિસ્તાની મોટી ગોળ નાનખટાઈ ખરીદી લાવ્યો. હાથી તો ખોખા સમેત આખી નાનખટાઈ ગળી જવા તૈયાર થઈ ગયો, પણ માલિકે તેને ખાલી

ચોથા ભાગનો કકડો આપ્યો. ટોમીને નાનખટાઈ ભાવી ગઈ એટલે તેણે સૂંઢ લંબાવીને બીજો કકડો માગ્યો. પણ માલિક બહુ ચાલાક હતો. તે લંબાવેલા હાથમાં નાનખટાઈ પકડીને પાછે પગલે દાદરો ચડવા લાગ્યો. હાથી સૂંઢ લંબાવીને અને કાન ફફડાવતો તેને પગલે પગલે દાદરો ચડવા લાગ્યો. ટોમી આખો દાદરો ચડી ગયો ત્યારે તેને નાનખટાઈનો બીજો કકડો મળ્યો.

તેને એવી રીતે ભોજનખંડમાં પહોંચાડવામાં આવ્યો. બધું રાચરચીલું હઠાવી દેવામાં આવ્યું હતું. ભોંયપટ ઉપર ખડ પાથરી દેવામાં આવ્યું હતું. એક ઠેકાણે જડી દેવામાં આવેલી લોખંડની કડી જોડે હાથીનો પગ બાંધી દેવામાં આવ્યો. તેની સામે તાજાં ગાજર, કોબી, અને સલગમના ઢગલા કરી દેવામાં આવ્યા. માલિક નજીકમાં સોફા પર સૂઈ ગયો. બત્તીઓ ઓલવી નાખવામાં આવી અને સૌ નીંદરને ખોળે પડયાં.

૬

નાનકડી બાળકી બીજે દિવસે પરોઢિયે જાગી. તેણે ઊઠતાંવેંત સૌથી પહેલાં હાથી વિશે પૂછ્યું: "ક્યાં છે? આવ્યો છે?"

"હા," માએ જવાબ આપ્યો. "પણ એણે કીધું છે કે પહેલાં તો નાદ્યા હાથમોં ધોઈ લે, અરધું બાફેલું ઈંડું ખાઈ લે, અને પ્યાલો ભરીને ગરમ ગરમ દૂધ પી લે."

"હાથી મઝાનો છે ને?"

"હા, બહુ મઝાનો છે. ખાઈ લે, દીકરી મીઠી, પછી તરત આપણે જોવા જઈએ."

"રમૂજી દેખાય છે?"

"રમૂજી તો છે. ગરમ સ્વેટર પહેરી લે."

નાદ્યા ઝટપટ ઈંડું ખાઈ ગઈ અને દૂધ ગટગટાવી ગઈ. પછી તેને બાબાગાડીમાં બેસાડીને ભોજનખંડમાં લઈ જવામાં આવી. બાબાગાડી તો જૂના દિવસોની હતી. નાદ્યા સાવ નાની હતી અને તેને ચાલતાં નહોતું આવડતું ત્યારે તેમાં બેસાડીને ફેરવવામાં આવતી.

નાદ્યાએ ચિત્રમાં જોઈને ધારણા કરેલી તેના કરતાં તો સાચો હાથી બહુ મોટો હતો, ટોડલાથી જરાક જ નીચો હતો અને ખંડની અરધી લંબાઈને આવરી લેતો હતો. તેની એકદમ બરછટ ચામડીમાં મોટા સળ પડી ગયા હતા. પગ થાંભલા જેવા જાડા હતા. લાંબી પૂંછડીમાં છેક છેડે વાળ હતા. માથામાં મોટાં મોટાં ઢીમણાં જેવું નજરે પડતું હતું. સૂપડા જેવા મોટા કાન નીચે ઢળેલા હતા. આંખો સાવ ટચૂકડી હતી, પણ તેમાં જાણે બુદ્ધિ અને મમતા છલકાતી હતી. દંતૂશળ કાપી નાખવામાં આવ્યા હતા. સૂંઢ લાંબા સાપ જેવી હતી. સૂંઢને છેડે બે નસકોરાં અને આંગળી જેવી હલતી બુટ્ટી હતી. હાથી આખી સૂંઢને લંબાવી દે તો કદાચ બારીને આંબી જાય.

હાથીની પહાડ જેવી કાયા જોઈને બાળકી જરાય ડરી નહિ, ખાલી થોડીક અંજાઈ ગઈ. પણ

તેની આયા, સોળ વરસની પોલ્યા, દહેશત ખાઈને ચીસો પાડવા લાગી.

હાથીનો માલિક નાદ્યાની પાસે જઈને બોલ્યો: "કેમ છો, બહેનબાઈ? ડરશો નહિ, ટોમી તો બહુ ડાહ્યો છે અને એને બાળકો બહુ ગમે છે."

બાળકી નાનકડો ફિક્કો હાથ જર્મન આદમીની સામે લંબાવતી બોલી:

"કેમ છો? મને જરાય બીક નથી લાગતી. એનું નામ શું છે?"

"ટોમી."

"કેમ છો, ટોમી?"

હાથી એવો બહુ મોટો હતો એટલે તેણે નક્કી કર્યું કે તેને તુંકારે ન બોલાવવો. બાળકી હાથીની સામે જોઈને માથું હલાવતી બોલી. "રાતે નીંદર સરખી આવેલી?"

તેણે હાથીની સામે હાથ લંબાવી દીધો. હાથીએ નાદ્યાનો હાથ કાળજીથી સૂંઢમાં ઝાલીને તેની નાનકડી પાતળી આંગળીઓને પોતાની જોરાવર લચીલી આંગળી વડે દબાવી, પણ ડૉક્ટર મિખાઈલ પેત્રોવિચના કરતાં ઘણી વધારે નરમાશથી. વળી તેણે ભેગાભેગું માથું હલાવ્યું, અને ટચૂકડી આંખો સંકોડી લીધી એટલે તે જાણે હસતો હોય એમ લાગ્યું.

"બધું સમજે છે, નહિ?" બાળકી જર્મન માલિકની સામે જોઈને બોલી.

"બધું તે બધું જ, બહેનબાઈ."

"ખાલી બોલતો નથી એટલું જ, ખરું ને?"

"હા, ખાલી બોલતો નથી. તમને ખબર નહિ હોય પણ મારેય એકની એક દીકરી છે, તમારા જેવડી જ. લીઝા નામ છે. ટોમી અને લીઝાની બહુ મઝાની દોસ્તી છે, એકદમ પાકી."

"ટોમી, ચા પી લીધી?" બાળકીએ હાથીને પૂછ્યું. હાથીએ ફરી સૂંઢ લંબાવીને હૂંફાળી હવાનો જોરદાર ધોધ બાળકીના ચહેરા ઉપર વહેવડાવી દીધો. નાદ્યાના રેશમ જેવા વાળની લટો ઊડવા લાગી.

તે હસી પડી અને તાળીઓ પાડવા લાગી. જર્મન આદમી ખડખડાટ હસી પડયો.

તે હાથીના જેવો જ કદાવર અને જાડો અને માયાળુ હતો. નાદ્યાને લાગ્યું કે બેઉની વચ્ચે કશુંક મળતાપણું છે. કદાચ કંઈક સગપણ હશે?

"ના, એણે ચા હજી નથી પીધી, બહેનબાઈ. પણ એને ગળ્યું પાણી બહુ ભાવે છે. વળી ઢેબરાંનો શોખીન છે."

તાસક ભરીને ઢેબરાં આણવામાં આવ્યાં. બાળકીએ એક ઢેબરું હાથીની સામે ધર્યું. ટોમીએ ઝડપથી પોતાની આંગળી તેની ફરતે વીંટાળી દીધી, અને સૂંઢ ઊંચી કરીને તેને માથા નીચે ક્યાંક સરકાવી દીધું. ત્યાં વાળ છવાયેલો ત્રિકોણાકાર રમૂજી નીચલો હોઠ નજરે પડતો હતો. હાથીની સૂકી ચામડી ઉપર ઘસાતા ઢેબરાનો અવાજ નાદ્યાને સંભળાતો હતો. ટોમીએ બીજા ઢેબરાનું, પછી ત્રીજા,

ચોથા, અને પાંચમાનું પણ એમ જ કર્યું. તેણે જાણે અહેસાન માનતો હોય એમ માથું હલાવ્યું. તેની ટચૂકડી આંખો ખુશીમાં વધારે ટચૂકડી થઈ ગઈ. બાળકી એકદમ રાજી થઈ ગઈ અને હસવા લાગી.

ટોમીએ બધાં ઢેબરાં સાફ કરી નાખ્યાં એટલે નાદ્યાએ પોતાની ઢીંગલીઓ જોડે તેની ઓળખાણ કરાવતાં કહ્યું: "ટોમી, આમ જુઓ, આ રૂપાળી ઢીંગલી સોન્યા છે. બહુ માયાળુ બાળકી છે, પણ કંઈ ખાવાની વાત આવે તો ના. આ છે નાતાશા, સોન્યાની દીકરી. એનું ભણતર હમણાં જ શરૂ થયું છે, પણ કક્કો લગભગ આખો શીખી લીધો છે. અને આ માત્ર્યોશ્કા, મારી પહેલવહેલી ઢીંગલી. જુઓ, નાક નીકળી ગયું છે, અને માથુંયે ચોંટાડીને રાખ્યું છે. વળી માથામાં વાળ જરાય બાકી નથી રહ્યા. પણ બિચારી ડોશીને કાઢી તો ન મુકાય, ખરું ને? પહેલાં સોન્યાની મા હતી, પણ હવે અમારે ત્યાં રસોઈનું કામ કરે છે. ચાલો, આપણે રમીએ. તમે બાપુ, હું મા, અને આ બધાં આપણાં બચ્ચાં."

ટોમી તૈયાર થઈ ગયો. તે હસતો હસતો માત્ર્યોશ્કાને ગળેથી ઊંચકીને મોં સુધી લઈ ગયો. પણ એ તો ખાલી મોજને ખાતર જ. તેણે ઢીંગલીને થોડીક ચાવીને પાછી બાળકીના ખોળામાં મૂકી દીધી. માત્ર્યોશ્કા બિચારી જરાક ભીની થઈ ગઈ અને થોડીક ચોળાઈ ગઈ.



પછી નાદ્યા ચિત્રોની મોટી ચોપડી ટોમીને બતાવતી બોલી: "આ ઘોડો છે, આ બુલબુલ, આ બંદૂક... આ પાંજરામાં પૂરેલું પંખી છે, આ ડોલ, આયનો, ચૂલો, પાવડો, અને કાગડો... અરે, જુઓ, આ હાથી! સાચા હાથી જેવો જરાય નથી, ખરું ને? હાથી આટલા નાના હોય જ નહિ, કે હોય, ટોમી?"

ટોમીએ કબૂલ કરી લીધું કે હાથી એટલા નાના કદી ન હોય. હકીકતમાં તેને ચિત્ર બિલકુલ ન ગમ્યું. તેણે પાનું આંગળીના છેડા વડે ઊંચું કરીને પલટાવી નાખ્યું.

જોતજોતામાં જમવાનો વખત થઈ ગયો. પણ નાદ્યાને હાથી પાસેથી આઘી લઈ જવાનું સાવ અશક્ય હતું. હાથીનો માલિક વહારે આવ્યો અને તેણે કહ્યું: "ઊભાં રહો, મામલો રંગેચંગે પતાવી લઈશું. ભલે બેઉ ભેગાં જમતાં."

તેણે હાથીને બેસી જવા કહ્યું. ટોમી ડાહ્યોડમરો થઈને બેસી ગયો, પણ ભોંયપટ ધ્રૂજી ગયો, કબાટમાં કાચનાં વાસણ ખખડી ગયાં, અને નીચેના ખંડમાં છતનો ચૂનો ખરી ગયો. નાદ્યા તેની સામે બેઠી. વચમાં ટેબલ ગોઠવી દેવામાં આવ્યું. હાથીને ગળે મેજપોશ બાંધી દેવામાં આવ્યું. બેઉ નવા દોસ્તો જમવા લાગ્યાં. બાળકીએ કટોરો ભરીને મરઘાનો સૂપ પેટમાં પધરાવી દીધો, અને ઉપરથી એક કટલેટ પણ ખાઈ લીધી. હાથીએ કાચાં શાકભાજી અને લીલોતરીનો ઢગલો સાફ કરી નાખ્યો. બાળકીને ટચૂકડી પ્યાલી ભરીને મીઠી મદિરા આપવામાં આવી, અને હાથીને પ્યાલા જેટલો રમનો દારૂ મેળવેલું ગરમ પાણી. તેણે પાણી સૂંઢમાં ભરીને મોજથી પીધું. પછી મીઠી વાનગીનો વારો આવ્યો. નાદ્યાએ કોકો નાખેલું મીઠું દૂધ પીધું, અને હાથીને અરધી નાનખટાઈ આપવામાં આવી. આ વખતે નાનખટાઈ સૂકા મેવાની હતી. દોસ્તો જમતાં હતાં ત્યારે હાથીનો જર્મન માલિક અને બાળકીનો પિતા બેઠકખંડમાં બેઠા રહ્યા, અને જર્મન આદમી ખૂબ લહેરથી બીયર પીતો રહ્યો.

જમવાનું પતી ગયું એટલામાં બાળકીના પિતાના કેટલાક ભાઈબંધ મળવા આવ્યા. તેમને જણાવવામાં આવ્યું કે ઘરમાં હાથી છે, બીતા નહિ. પહેલાં તો કોઈ માનવા તૈયાર જ ન થયું, પણ પછી ટોમીને જોઈને સૌ બારણા પાસે જ એકબીજાને લપાઈને ઊભા રહી ગયા.

"ડરો નહિ! હાથી બહુ ડાહ્યો છે," બાળકીએ તેમને હિંમત બંધાવવા કહ્યું.

પણ સૌ ઝટપટ બેઠકખંડમાં જતા રહ્યા અને થોડીક વાર રોકાઈને પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

સાંજ પડવા આવી. બહુ મોડું થઈ ગયું. બાળકીને સૂવાનો વખત થઈ ગયો, પણ તેને હાથી પાસેથી આઘી લઈ જવાનું સાવ અશક્ય હતું. આખરે તેને ત્યાં ટોમી પાસે જ નીંદર આવી ગઈ અને તેડીને તેના ખંડમાં લઈ જવી પડી. ક્યારે પલંગમાં સુવડાવી દેવામાં આવી એની તેને ખબર જ ન પડી.

રાતે નાદ્યાને સપનું આવ્યું કે પોતાની શાદી ટોમી જોડે થઈ ગઈ છે, ઘરમાં કેટલાંય બચ્ચાં છે, બધાંય બચ્ચાં નાનકડા ખુશાલ હાથીઓ છે. રાતમાં હાથીને પાછો સરકસમાં પહોંચાડી દેવામાં આવ્યો.

તેને પણ રૂપાળી મીઠી બાળકીનાં સપનાં આવ્યાં, અને વધુમાં પિસ્તાની અને સૂકા મેવાની મોટી મોટી, દરવાજા જેવડી, નાનખટાઈઓનાં સપનાં આવ્યાં.

નાનકડી બાળકી બીજે દિવસે સવારે ઊઠી ત્યારે અગાઉ સારી તબિયતના દિવસો જેવી જ ખુશખુશાલ હતી. તેણે સૌ સાંભળે એમ મોટેથી અધીરા અવાજે ઘાંટો પાડયો:

"દૂધ!"

મા દીકરીનો સાદ સાંભળીને ખુશ થઈ ગઈ અને ઉતાવળી તેની પાસે પહોંચી ગઈ.

નાનકડી બાળકીને એકાએક ગઈકાલની બધી વાતો યાદ આવી જતાં તેણે પૂછ્યું: "ટોમી ક્યાં?"

માએ સમજાવ્યું કે તેને પોતાનું કામકાજ સંભાળવા ઘેર જવું પડયું છે. તેને બચ્ચાં છે, અને બચ્ચાંને ઝાઝી વાર એકલાં ન મુકાય. પણ તેણે નાદ્યાને સલામ કહેવડાવ્યા છે અને સંદેશો મોકલ્યો છે કે સાજી થઈ જાય એટલે તરત મળવા આવે.

નાનકડી બાળકીએ ટીખળમાં હોઠ મલકાવતાં કહ્યું: "ટોમીને કહેવડાવો કે હવે હું સાવ સાજી થઈ ગઈ છું!"



